श्री

# राघवप्रताप सुर्योदय

## नाटकनां गायनो.

છપાવી પ્રગટ કરનાર.
વૈશનવ રાઘવપ્રપન્ન શ્રીનીવાશદાસ ઉર્ફે
ઠકર. રામજી વશરામ. શોમૈયા બંદર.
ધોલેરાવાળા.

છંદ વસંતતીલકા.

મિત્રો તમામ તમ મોહ નીશા તાણું જે,
અજ્ઞાનરૂપી ઉરમાં વશીને રહ્યું તે:
થાશેજ નાશ કહું તે ભણશ્યો પ્રીત્યે જો,
રાઘવપ્રતાપ સુર્યોદય નાટકે તો. ૧



અ.યુ.કં. પ્રેસમાં. રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૪. સને ૧૮૮૮.

કીમત ૦-૪-૦.

# अरपण पत्रीका.

श्रीमद्भगवद्भागवदाचार्यधर्मप्रचारकसुप्रसीद्ध पंडीत वर्य श्रीमद्वेदमार्ग प्रतिष्ठापनाचार्य श्री १०८ श्री कमळनयन श्रीनिवास स्वामीजी महाराज. मु. जीर्णगढ.

આપની શ્રી સંપ્રદાયની વૃધી કરવાની ઉત્કંઠા તેમજ મારા ઉપરની પવાંતરે દરશાવેલી પ્રીતી તથા શદુપદેશરૂપી આપેલી શીક્ષાની યાદગીરી કાયમ રહે-વાને માટે મારો આ લઘુ ગ્રંથ હું આપને ઘણાજ વીનયપુરવક અરપણ કરૂંછું. મીતી શ્રાવણ સુદી ૧ સંવત ૧૯૪૪.

હું છું આપનો ચરણરજ શેવક તેમજ દાશાનુદાશ.

રાઘવપ્રપન્ન શ્રીનિવાશદાસ ઉરફે

ઠકર. રામજી વશરામ. શોમૈયા.

બંદર ધોલેરાવાળા.



# નોટીસ.

આ નાટકનો એજ કોઈ પણ નાટક કુંપનીવાળાને ભજવવાની ખાયેશ હોય તો તેઓએ પોસ્ટપેડ કાગલ લખી બંદોબસ્ત કરવો તો હું ભજવવાનો હક આપવાને ખુશીછું એજ શ્રાવણ શુદ ૧ સવંત ૧૯૪૪. સહી

ઠકર રામજી વશરામ.

# બીજી નોટીસ.

આ પુસ્તકની નકલ હરેક કોઈની પાસે મારા હાથ દશકતની શહી વિનાનિ હશે તો તે ગેરકાયદાનું ગણાશે કારણ કે આ પુસ્તક રજીસ્ટર થયેલું છે. તેથી બીજા કોઇને છાપવાયા છપાવા, અગર ભજવવાનો અધીકાર નથી. માટે મારી સહી વિનાનું પુસ્તક કોઇયે પણ લેવું યા રાખવું નહી એજ અરજ. તા. માહે સને ૧૮૮

સહી. દા. પોતે.

રાઘવ પ્ર. શુ. ના. કર્તા બંદર ધોલેરા.

# જાહેરખબર.

"રાઘવવનવિહાર નાટક" યેનામનું પુસ્તક તરેહ તરેહના રાગોથી ગાયનરૂપે છપાઇને મારા તરફથી બારપડવાનુંછે. જેની અંદર આ નાટક પછીની રામાયણના અયોધ્યાકાંડની બીના વરણવેલીછે. રાંમનો રાજ્યાભીશેક મટી વનવાશ. કૈકેનુવરદાંન. દશરથનું મરણ, ભરતનો ભક્તિભાવથી રાંમને મેળાપ વગેરે કરૂણારશથી ભરપુરછે. જેનું વધારે વખાંણ મારે કરવું નકામુંછે. પરંતુ તમે ગ્રાહક થનારા શાહેબો જોશોને વાંચશો ત્યારે માલમ પડશે માટે જલદી ગ્રાહક થાઓ ને નાંમ લખાવો. પુસ્તક વાંચવા લાયકછે.

શ્રાવણ શુદ ૧ સંવત ૧૯૪૪ } લી. ઠકર રામજી વશરામ.
ધોલેરા શાકપીઠ. } સોમૈયા.સહી દા. પોતે

श्री

# राघवप्रताप सुर्योदय नाटकना

## गायनो.

સુત્રધાર—મંગળાચર્ણ્ કરેછે. છંદ વસંતતીલકા.

હે જગતનાથ દીન વત્છળ દુખ હર્તા,
છો આપ સેવ્યજન શુલભ અગ્રો કર્તા;
સ્વતંત્ર એક અજઆદી અખંડ સ્વામી,
શ્રી લક્ષ્મી કાન્ત પદપંકજ હું નમાંમી.
વિશ્વેશ વિશ્વશ ચરાચર નાટ્યકારી;
છો શુત્રધાર જગ ચેતન નીધીકારી.
દાતા સ્વધામ જન આભવ જેઅ કાંમી;
શ્રી લક્ષ્મી કાંન્ત પદપંકજ હું નમાંમી.
આનંદ કંદ ભવ દ્વંદ વિનાશ વાર,
સ્વભગ્તી પંથકૃત સ્થાપન ધર્મ ચાર;
કારૂણ્ય રૂપ કરૂણા કર કૈંન ખામી
શ્રી લક્ષ્મીકાન્ત પદપંકજમાં નમાંમી.
ગો ભુશુરાદી મુનિ રક્ષીત દેહધારી,
છો ધર્મ દ્વેશી જનના નીર્મુળકારી;
કર્તા કુતર્ક તમ રૂપ વિશે હરામી,
શ્રી લક્ષ્મીકાન્ત પદપંકજ હું નમાંમી.
વિશ્નુ વિરંચી શહરૂદ્ર શચીપતી તે,
કેહેછે પુકારી નીગમાગમ તે વળી જે;

આદ્યાંત મધ્ય હરી એકજ છો શુ નાંમો,
શ્રી લક્ષ્મીકાન્ત પદપંકજમાં નમાંમી.
માયાજ જેની શહુ વશ્વને મોહકારી,
તે ઇષ્ટદેવ રઘુપુંગ વરાવણારી;
માગું ભવોભવ પ્રભુ પદની ગુલાંમી,
શ્રી લક્ષ્મીકાન્ત પદપંકજ હું નમાંમી.
આપો શુભગતી દીનદાસ ગણી તમારો,
નિશ્ચે કુસંગતિ પડે પડતા નીવારો;
છોં રાંમજી હું તમ શર્ણ ખગેશગાંમી,
શ્રી લક્ષ્મીકાન્ત પદપંકજ હું નમાંમી.

---

# પ્રવેશ ૧ લો.

## સ્થળ—વીસ્વામીત્રનું આશ્રમ.

વીશ્વામીત્ર—( વાંમદેવ શૌનક અગીરાદી રૂશી મંડળ વિચાર કરેછે. )

**વિશ્વામીત્ર—** (લયલીલયલી પુકારૂં મેં બનમેં) એ રાગમાં.

કહો મુનીયો શું કરવો ઉપાય, જગન આપણો પુર્ણ ન થાય;
દુષ્ટ અસુર અતી દુખ દેછે, મારા મનમાં ચીંતા તેની રહેછે;
પૃથ્વીમાં વરતાયો છે કેર, થયું આપણું જીવરત ઝેર;
ગઉ બ્રામણની હીંશા અતી થાય, વેદ વીધીયે કરમ ન કરાય;
નીચ નીશીચરનું વધ્યું જોર, કરે અવનિમાં પાપ અઘોર;
નથી ધર્મ રયો કોઈ ઠાંમ, ન લેવાય નારાયણ નામ;
અસુર ભુપે કર્યા વેદખંડ, દેવ સહુને દેછે બહુ દંડ;

વહની પાસે વસ્ત્ર ધોવરાવે, સુર્યની પાસે દીપ ધરાવે;
ઈંદ્ર પાસે ગુંથાવેછે હાર, કર્યા સશીને છતર ધરનાર;
દપતર શારદા પાસે લખાવે, વાયુની પાસે પુંજો વળાવે;
એમ વરત્યો અધરમ અપાર, થયો દુખીયો સારો શંસાર;
હેઠુ જોઈ ક્યાં લગી બેશી રેશું શીર સંકટ શી રીતે શેશું.

વામદેવ—

સ્વાસી આપે કહ્યું બધું શત્ય, પણ શાને વેઠોછો વીપત્ય;
ભેળા થાઓ શરવ વનવાશી, આપણે રૂશીશહસ્ત્ર અઠાશી;
ચાલો લંકામાં જઈ મહારાજ, દઈયે ઠપકો રાવણને આજ;
શીખ માંની ચાલે શારે રસ્તે, તો આશીશ દેશું મુખ હસ્તે;
ન માને તો ઓશડ છેલું છાશ, શ્રાપ દઈને કરશું તેનો નાશ;
એ વાતે નહી કે કો અનીતી, એવી આપણ કુળનીછે રીતી.

શૌનકરૂશી—

નાના યેમ કદી નચ્ય થાય, ક્રોધ આપણથી ન કરાય;
કુરીયે ક્રોધ તો તપ થાય ભંગ,શપને ક્રોધ નો કરવો ન સંગ
યેમ સમજે નહી નીચ્ય અસુર, શાને સમઝાવા જૈયે જરૂર;
ઘડો પાપનો એનો ભરાશે, ફુટ દઈને ત્યારે ફુટી જાશે;
કુબુધી એવી કદીયે ન કરવી, શમો જોઈને ધીરજ ધરવી;
તેથી ઈશ્વર કરશે સહાય, મારો એ મતછે મુનીરાય.

અગીશાદી શર્વે—

સત્યસત્ય એ વાંણી તમારી, શુભ શમય પ્રમાણે ઉચ્ચારી;
અમ સરવેનો પણ એવો મત, છે ધીરજ ધરવાનો વખત;
જગ્ન કરવા આપણને ઉમંગ,પાપી અસુર કરે પણ ભંગ;
એમાં આપણો શાનો છે દોશ, રાંક રોશન પ્રાણનો શોશ.

દયા સીંધુ પ્રભુ જગત કરતા, વાહારે ચડશે તે વિશ્વનો ભરતા;
પમાડશે અસુરને પતંન, ત્યારે જુગતેથી કરસું જગન.

(એવામાં નારદજી પ્રવેશ કરેછે તેને જોઇને)

**સરવે રૂશીયો**—ઉભા થઇને રાગ વીનતી ધરજ્યો ધ્યાન
સજન સહુ વીનતી.

પધારો પ્રાણ આધાર, પ્યારા તમે પધારો બ્રહ્મકુમાર; ટેક.
નેહ કરી આજ ભલે નારદજી, દીધા અમોને દેદાર; પ્યારા.
પ્રીતી ધરી પ્રભુ પાય તમારે, નમી કરીયે નમસ્કાર; પ્યારા.
કૃપા કરી કહો ક્યાંથી પધાર્યા, એચીંતાં આ આણી વાર; પ્યા.
ઝાઝા દીવસથી નથી દેખાતા, કહો રહોછો કીયે ઠાર પ્યા.

**નારદજી**— રાગ કલ્યાંણ.

શ્રી જગતપતી પ્રભુ આપ્ય શન્મતી; એ રાહ.

અહો રૂશી શ્વરો, પ્રીય શાંભળો તમો;
નગરી અજોધ્યાથી આજ, આવુંછું અમો; અહો ટેક.
સુરજ વંશીને સત્યવાદી, જે રાજા દશરથ;
ચાર કુંવર તેને ઘર પ્રગટ્યા, સુરાને શમરથ; અહો.
બે કુંવર છે ગૌરઅંગને, બે કુંવર ઘનશ્યાંમ,
લક્ષમણ ને શત્રુઘન ગોરા, શાંમ ભરત ને રાંમ; અહો.
પોતે પરમાત્માએ, આવી લીધો છે અવતાર;
દેવ સરવનું કારજ કરવા, ઉતારવા ભુભાર. અહો.
હું મારૂ દુખ કહેવા લાગ્યોતો, રામચંદ્રની પાશ;
કહે પ્રભુ હું જુજ વખતમાં, કરીશ અસુરનો નાશ; અહો.
રાવણની સભામાં હમણાં, રેવું મારૂં થાય;
મળી શકું નહી તેથી તમને, તેથી સાંભળજ્યો મુંનીરાય; અહો.

**વીશ્વામીત્ર—** રાગ શીયાનો કનડો

( કહુ શું નહીએ દુખીયો કોણે છે. ) એ રાહમાં.

ધન્ય ધન્ય નારદ પર ઉપકારી,
કીયે વચને સ્તુતી કરૂં હું તમારી; ધન્ય ધન્ય.
શુભ સમાચાર તો આજ શુણાવ્યા,
તાપ સર્વ મારા મનના શમાવ્યા; ધન્ય ધન્ય.
કરતાં જગંન મને દુઃખ બહુ પડેછે,
નીચ નીશાચર આવી નડેછે; ધન્ય ધન્ય.
પણ તમે યાદી દીધો રઘુવરની,
તેથી ફીકર મેં તજી છે અંતરની; ધન્ય ધન્ય.
જઇને અજોધ્યા જાચી દશરથને,
તેડી લાવું યે પ્રભુ શમરથને; ધન્ય ધન્ય.
આપ તથા રૂશીમંડળનો જો,
અભીપ્રાય હોય તો જલદી મને કો; ધન્ય ધન્ય.

(સર્વે રૂશીયો રજા આપેછે તેથી વીશ્વામીત્ર અજોધ્યા જાયછે.)



# પ્રવેશ ૨ જો.

## સ્થળ અજોધ્યાની કચેરી.

**દ્વારપાળ—** આસ્તે નીગાહ રાજરાજેશ્વર એક છત્રાધીકારી અવધપતી મહારાજને ઘણી ક્ષમા

( સુમત નામનો પ્રધાન પ્રવેશ કરીને. )

**સુમંત—** **છંદ ત્રોટકની ચાલ.**

પ્રથીનાથ શુણો કહું વાત ખરી, તમ પાય તણી રજ શીશ ધરી.

દીલ આપનું કેમ ઉદાશી અતી, નીજ અંતર વાત કહો નપતી;
વખણાય જગેશ્રીય આપ તણી, તમ રૈયતછે રીધીવંત ઘણી;
નીશ કંટક રાજ્યન શત્રુ કહીં, ચકવે કુળ દીપક આપ સહી.
અધુરા પછી આપ શીવાત રહ્યાં,વળી પુત્ર જુવો પરમેશ થયા;
અરજી ઉરધારી અને ઉચરો, શીદ અંતર શોચ વીચાર કરો

દશરથ રાજા— ગજલ.

( અરે બાવાજી કેમ ફરે તું ઉદાશ.) એ રાગમાં.

પ્યારા મંત્રી મારા તું શાંભળ વાત,
સુતો જઈ શય્યાયે હું આજુની રાત;
એવા મારા ઉરમાં ત્યાં આવ્યો વિચાર,
થયા પરણાવા જોગ્ય ચારે કુંમાર.
ગોઠવણી ઘણી ગોઠવી મંન માંય,
કુંવર જોગ્ય નાવી નજરમાં કન્યાય;
રાત્રી પોર એ તો વીચારમાં ગઈ,
અજંપો થયો ઊંઘ આવી નઈ;
જરા તરા આંખ્ય વીંચાંણી જદા,
પુરૂશ એક સ્પનામાં આવ્યો તદા.
આવી તેણે માર્યું મને એક બાંણ,
ગયો લઈ તતક્ષણ માહરા પ્રાંણ;
( એવામાં વશીષ્ટ ગુરૂ પ્રવેશ કરેછે )

રાજા—(ગુરૂને વંદના કરીને.) આર્ય ગુરૂ આજ રાત્રીયે સ્વપનાંતરમાં કોઈ પુરૂષ મને બાંણ પ્રહાર કરી મારાં પ્રાંણ લઈ ચાલ્યો ગયો એટલે મારી આંખ્ય ઊઘડી

ગઈ, પરંતુ તે શપનું મને પરીણામેં કેવું ફળ આપશે. તેનો ફળાદેશ કેહેવાને આપ જોગ્યછો.

**વશીષ્ટ—** **ગીતીવ્રતમાં**

ખ્યાલ રાત્રીયે દેખ્યો, છે શાચો તે જાણીશમાં ખોટો;
અલ્પ દુખ તો પડશે પણ, પરીણામેં લાભ થશે મોટો.

( એટલામાં વીશ્વામીત્ર પ્રવેશ કરેછે તેને વંદન કરીને.)

**દશરથ**—ઉભા થઈને રાગ ગજલ.
ઈંદ્રસભામાં ગવાતા ઢબમાં.

મહારાજ આપનું પધારવું થયું અહીં,
શા નીમીતથી તે આપ જલદી દ્યો કહી;
હું દાશ વગર દામનો નજર ચહું,
હુકમ કરો પ્રભુ હું શીશ પરધરી લહું.
ઘર પવિત્ર માહારૂં તમ પધારવે થયું,
પાપ પુર્વ જન્મનું બધું બળી ગયું;
અવધ રાજ ભોગવું ને સુખથી રહુ,
દયા તમામ બ્રાહ્મણોની સત્ય હું કહું.

**વીશ્વામીત્ર—** **ગજલ.**

( ઘરસેં હીયા કૌન ખુદાકે લીયે લાયા મુજકો )એ રાગમાં.

અરે અવધીશ જગત ઈશ પ્રશંશ થાય અને,
સહુ દુખ કાપીને સુખસાજ રીદ્ધી આપો તુને;
સુરગઉ વીપ્ર પ્રજાની પ્રીત્યે પ્રતીપાળ કરો,
વનવાસી તપસી લોક તણાં વીઘ્ન હરો.
ચીતે ધર્યે રાય હું મુજ વાત હવે ઉચરૂં,

મળી મુંનીવૃંદને આનંદથી જગંન કરૂં;
દેતા બહુ દોટ આવી દૈત્ય ત્યાં વીધ્વંશ કરે,
જોત જોતાંમાં પાપીયે દ્વીજોના પ્રાંણ હરે.
સેવા જશરાય માટે શાંહ અમારી કરો,
આવ્યો તુજ પાસધરી આશ યે નીમીત ખરો,

**દશરથ—** ગીતી.

આપ કહો ત્યમ કરવા, છું તીયાર પગ પાછો નહી મુકું;
જે માંગો તે આપું, સત્ય વચંન હું કદાપી નહીં ચુકું,

**વીશ્વામીત્ર—**લાવણી (મુજ ઉપર ગુજરી પીતા પાદશા જાંણી.

શાબાશ સુર્યવંશીમાં શત્યવાદી તું,
જોઈ વીપ્રભગત રંજંન હરખ પામ્યો હું;
સુભ થાઓ મનોરથ સાધ હોય જે તારા,
રહો ચીરંજીવી તુજ પુત્ર પ્રાણના પ્યારા;
વલી વધો રૂડું ધરસુત્ર જગત હીતકારી,
પાલજ્યો વીપ્રનાં વેણ ઊમંગ દીલધારી;
કરવાને કાજ રક્ષાય જગંન મારાની,
હું કરૂં માગણી આજ પુત્ર તારાની;
દેદ લક્ષમણને રાંમ કાંમ મુજ થાશે,
કીરતી જગમાં તાહરી અચલ શો ગાશે.

(આવો બોલ સાંભળી રાજા મુરછા ખાઈ નીચે પડી જાય છે અને સુમંત પ્રધાંન વાયુ ઢોળી સાવધાન કરે છે ત્યારે ઉભા થઇને.)

**રાજા—**રાગ (કુંવરી કુંવર મારાં લાડકાં;) એ રાહમાં.

આ શું કહ્યું મુંનીવર તમે, વેંણ બાંણ શમાંન;

કડવું કથન આવું કાઢતાં, દયા નાવી નીદાંન. આ શું.
કુંવર મારો હજી છે લઘુ, સુજાણે જુધ વાત;
તેને લઈ જાવા તમે ચહો, પેતો માહા ઊતપાત આ શું.
દેખી અંધારૂં ડરે અતી, નથી ગયા શેર બાર;
કેમ કુંવરપે આપી શકું, મારા પ્રાણ આધાર આ શું.
કોતો શૈન્યા મારી મોકલું, કોતો આવું હું શાથ;
પુત્ર વીના જે માગો તમો, આપું જોડીને હાથ આ શું.
રાજ આપી અજોધ્યા તણું, વસું જાઇ વનવાશ;
પણ મુંની પુત્ર આપ્યા તણી, નવ્ય રાખશો આશ આ શું.
(દશરથ રાજાયે પુત્ર આપવાની ના કીધી તેથી ક્રોધ ચડાવીને.)
**વીશ્વામીત્ર—**રાગ સુણો દીક્ષી તપ્ત ધરનાર ક્ષત્રી કલંકકેમલશેરે.
ધીક ધીક સુર્યવંશ અવતાર, અધરમી તું ક્યાંથી થયોરે.
રઘુકુળમાં તું ઊપન્યો અંગાર, અધરમી તું ક્યાંથી થયોરે.
પેલું નીજ મુંખે વદીને વચન, અધરમી તું ક્યાંથી થયોરે.
હવે ફરેયું આવું બોલે શું રાજેંન, અધરમી તું ક્યાંથી થયોરે.
ક્ષત્રી પુત્ર મુખેથી કહે નકાર, અધરમી તું ક્યાંથી થયોરે;
નાંખે પીત્રુપોને નરક મોઝાર, અધરમી તું ક્યાંથી થયોરે.
જો વીચારો પુર્વે તારા કુલમાંય, અધરમી તું ક્યાંથી થયોરે;
હતો શત્યવાદી હરીચંદ્રરાય, અધરમી તું ક્યાંથી થયોરે.
વલી થયા સીબી રઘુ ભગીરથ, અધરમી તું ક્યાંથી થયોરે;
અમરીશ પણ પેવા શમરથ, અધરમી તું ક્યાંથી થયોરે,
પેવા સીંહ કેરા વંશમાં શીયાલ, અધરમી તું ક્યાંથી થયોરે;
વેણ થકી વધુ વાલાં ગણે બાલ, અધરમી તું ક્યાંથી થયોરે.
નોય નોય શત્યવાદીનાં એ કામ, અધરમી તું ક્યાંથી થયોરે;

આપ આપીને કેહુંહું તારો ઠાંમ, અધરમી તું ક્યાંથી થયોરે.
(આવાં શક્રોધ વાક્ય સાંભલી ભય પાંમીને પોતાના ગુરૂને.)

રાજા— લાવણી

(મુજે છોડ ચલ્યા બનઝારા) એ રાગમાં.

લાગું ગુરૂ વશીષ્ટ તમ પાયરે, કરો વીશ્વામીત્રને વીદાય ટેક.
વીના પુત્ર બીજું હે દયાળ, આપો મુખે માગ્યું આકાળ;
ઊઠો ઊઠો કરીને કૃપાયરે, કરો વીશ્વામીત્રને વીદાય.
ગુરૂ કષ્ટ વેઠી હું અપાર, પામ્યો વૃધપણે સુત ચારે;
માગ્યા કેમ કરી તે અપાયરે, કરો વીશ્વામીત્રને વીદાય.
ગુરૂ પ્રાંણ પ્યારા યે કુંમાર, કેમ મોકલું વન મોઝારે;
પુત્ર જોઈ મારાથી જીવાયરે, કરો વીશ્વામીત્રને વીદાય.
કદી કોપ કરીને મુનીશ, દેશે આપતો શીશ ધરીશ;
પણ રાંમ વીના ન રેવાયરે, કરો વીશ્વામીત્રને વીદાય.
વણ વારી દુખી જેવું મીન, વલી પંખી તે પાંખ વીહીન;
એમ રાંમ વીના મને થાયરે, કરો વીશ્વામીત્રને વીદાય.

ગુરૂ—રાજાનો હાથ ઝાલીને, લાવણી.

( અધબીચ મોબત તોડી એ. ) એ રાગમાં.

નરપતી માંની માહરૂં, મુની કૌશીકને દે કુમાર—
તજી પુત્ર ભાવ તજી પુત્ર ભાવ, મન જાંણી વીશ્વા આધાર. ટેક.
છે પુર્ણ બ્રહ્મ (૨) એ આદી પુરૂષ અવતાર,
તુજ ઘેર આવો અવતર્યા તે ઊતારવા ભુભાર; નીરપતી.
કહું શત્ય વેણ (૨) યેગાધી નંદન આ વાર,
શમઝાવ્યા શમજે નહીં છે ક્રોધી અપરંપાર; નરપતી.

ધરી ક્ષત્રી દેહ (૨) પણ કરી પ્રયાશ અપાર,
બ્રહ્મ રશીપદ મેલવ્યું એણે આપ બલે નીરધાર; નરપતી.
કર્ય સીધ કામ (૨) દે રાંમ લક્ષમણ આ વાર,
પરમારથ કીધા થકી તારો થાશે જ્યજ્યકાર: નરપતી.

(ગુરૂનો બોધ સાંભલી, રાજા રામ તથા લક્ષમણ વીશ્વામીત્રને આપે છે ને વીશ્વામીત્ર જાય છે, ત્યારે રાણી વાશમાં રૂદનાલાપ થાય છે.)

(પડદામાં) પદ રાગ બાજે બાજે બાજેરે આજ બંગલામે ઘુઘુર બાજે પ્યારા પ્યારા પ્યારારે. મુની લેઇ જાય છે પુત્ર પ્યારા. ટેક.

અરે અજોધ્યામાં કેમ રેવાશે, ભયંકર લાગે ભણકારારે; મુની.
રાત્રી દીવશ હવે કેમ જશે પ્રભુ, વીયોગ દુખના દેનારારે. મુની.
રાક્ષશ તો રોયા પાડ શરીખાને, અતી કોમલ સુત મારારે; મુની.
પ્રાંણપતી પાછા ક્યારે દેખીશહું, કુંવર કોદંડ ધરનારારે. મુની.

---

# પ્રવેશ ૩ જો.

## સ્થલ—સીધાશ્રમનો રસ્તો.

**રાંમચંદ્રજી**—ચાલતાં ચાલતાં અહો ગુરૂ શું આ વન શોભાયમણું લાગે છે. ગજલ—અયે કમજાત પીંગલા તે પોત દગાદીયા

અરે ગુરૂ ગુણવંત જુવો વંન તણી મજા,
કોઇના કબ્જામાં નાવે ઇશ્વરી કજા; અરે ગુરૂ.
વ્રક્ષની પર વ્રક્ષ શોભે, શીખરપર ધજા;
સઘંન ઝાડ ડાલી જાંણે, જડી દીધાં છજા અરે ગુરૂ.

વલી આપ અહીં પધારવે, આશીહને આજા,
ચરતાં ચારો થાય, વેર જનમનાં તજ્યાં. અરે ગુરૂ.
પાંખ હલાવી પંખી જાતાં, જલ તલાવજા;
આપણુને પણ થાયે જવા આપે સુંરજા અરે ગુરૂ.
(પડદામાં અવાજ થાય છે.)

**ભાગો ભાગો ભાગો આવી આવી ભાગો(રાવણનીબેન પ્રવેશ કરેછે**

**તાડીકા—** રાગ ઇદ્રશભાનો ગજલ.

ખાંઊં ખાંઊં ખાંઊં ત્રણે જણુને આજ ખાંઊં. રાવણની હું બેન ખાધા વીના નહીં જાઊં દીવશ ઘણાથી માંશ મનુંસનુ દીઠું નથી. દૈવે આજ આપ્યું આ દયાની નજરથી.

**(વીશ્વામીત્ર મુનિ તાડીકાને દેખી ભાગવામાંડેછે ત્યારે પકડી રાખીને**

**રાંમચંદ્રજી—**(રાગ રાજા હોં મેં કોમકા ઔર ઇંદર મેરા નામ )
એ રાહમાં.)

અરે ગુરૂ આસું કરો છો નાસીને ક્યાં જાઓ,
તમ રક્ષા અરથે ખડો હું ઊતાવલાં કાં થાઓ;
ધીર ધરી ઊભા રહો વલી જુવો પરાક્રમ આજ,
હતી નોતી હમણાં કરૂંછું તમ પ્રતાપ મહારાજ;
યે આસુરીના શા ભાર છે હું મુકું હમણાં બાણ.
જોતાં જોતાંમાં લહુંછુ યે પાપણીનાં પ્રાંણ

(એમ કહી બાણ મારે છે જેથી તાડીકા મરણ પાંમે છે ને રાંમ લક્ષમણ ને તેડી વીશ્વામીત્ર પોતાને આશ્રમે જઈ જગંન ચાલતો કરેછે ને તમાંમ રૂશીપો ભેગા થઈ વેદોચારણ કરેછે તે સાંભળી મારીચ તથા સુબાહુ નાંમનાં બે રાક્ષશો પ્રવેશ કરેછે તેને જોઈ ભય પાંમેલાનિ થરથર ધ્રુજતા.)

**તમામ રૂશીયો—** લલીત છંદ.

**અરરર** બાપરે દૈત આવીયા, નજરથી જુવો આ શું લાવીયા;
કુર વિશ ધર્યા પાડછે સહી, મરણ આવીયું જીવશું નહીં.
કરમ આપણાં આજ ફુટીયાં, દઈવ નીર્દયે રાંક લુટીયાં;
પલકમાં જશે પ્રાંણ, આપણાં રખડતાં થશે બાળ સૌ તણા.
અસુર આંખડી ઝેરની ભરી, અરરર આ જુવે દ્રષ્ટીયે કરી;
ઊગરવું નથી રાક્ષશો થકી, જલદીભાગજ્યો ભાગજ્યો નકી.

(એમ કહી બધા ભાગવા મંડે છે ત્યારે તેમને લક્ષમણજી પકડી રાખે છે ને રાંમચંદ્રજી પેલ બાંણે મારીચને ઊડાડી મુકેછે તથા બીજે બાંણે સુબાહુને મારેછે ને વળી ક્રોધમાં ને ક્રોધમાં ત્રીજું બાંણ ચડાવા જાયછે ત્યારે.)

**રાગ કલ્યાંણ.** (શ્રી જગત પતી) એ રાહમાં.

**આકાશવાણી—**પ્યારા પ્રભુ હવે, નહી બાંણ મુંકશો;
પાપીનાં ગયાં છે પ્રાંણ, શરત ચુકશો. ટેક.
ચાપ ચડેલું આપ તણું શર ફરે ન પાછું જાંણ.
માટે અવધપતી આવેળા, કરશો નહી શંધાંણ પ્યારા.

(પછી રાંમબાંણ ચડાવવું બંધ કર્યુંને રૂશીઓ જગન પૂરો થયા પછી.)

ભગવત સ્તુતી કરે છે) **છંદ વંશંતતીલકા.**

**રૂશીયો—**

જેને શમાર્ત જન શીવ કહી ભજે છે,
વેદાંતવાદી વળી બ્રહ્મ લહીય જે છે
ને બૌધધર્મો ભજતા કહી બુધ જેને,

નૈયાયિકો વળી કહે કરતાજ તેને;
તત્વોથી તીત શકુ શાંખ્ય મતી લહેછે,
ને જૈનમાર્ગિ અરીહંત મુખે કહે છે,
તે રાંમ ધાંમ સુખના અમ કષ્ટ કાપો.
રાઘવ પ્રપન્ન નિજનો ગણે શાંહ આપો.

(પછી વીશ્વામીત્રની રજા માગી આવેલા સરવે રૂશી પોતાને આશ્રમે જાય છે ને જનક રાજાનો દુત કંકોત્રી લઈ તેડવા આવે છે તેથી રાંમ તથા લક્ષ્મણને સાથે લઈ વીશ્વામીત્ર જાય છે,)

# પ્રવેશ ૪ થો.

સ્થળ—જનકપુરનો રસ્તો.

(ચાલતાં મારગમાં ગંગાજી આવેછે તેને શામે કાંઠે ઊતરીને.)

**રાંમચંદ્રજી—** **ગીતી વ્રત.**

ઓ મુનીશ આ ગંગા, દેવ નદી ઊરવીમાં કોણ લાવ્યું;
આપ કહો તે મુજને, શાંભળવા આખ્યાંન યે ઊરભાવ્યું.

**વીશ્વામીત્ર—**

શાઠ હજાર શગરના, પુત્ર જગન હય રક્ષાને ગ્યાતા;
કપીલ ક્રોધની જ્વાળે, બળી મરીને અવગતીયા થ્યાતા;
તેની શદ ગતી કાજે, અંસુમાંન સુત અશમંજશ કેરો;
ગયો તપશ્યા કરવા, પણ નાવ્યાં ગંગા ન ફળ્યો ફેરો;
મરણ થયા પછી તેનું, તેનો સુત દિલીપ ગયો વંનમાં;
પણ ગંગા ન પધાર્યાં, થયું મ્રત્યુ દુખ વેઠી બહુ તંનમાં;

તેનો ભગીરથ નાંમે, પુત્ર પરાક્રમી ગયોજ તપ કરવા;
ઉગ્ર જોઇ તપ તેનો, પ્રગટ થયાં ગંગા અઘ શૌ હરવા;
હે રઘુવર ગંગાયે, શગર પુત્રને ઊધારીયા આવી.
ભગીરથ લાવ્યો તેથી, નાંમે ભાગેરથી જગમાં કાવી;

(ત્યાંથી આગળ ચાલતાં એક શીલ્યા પડેલી જોઇ લક્ષ્મણે પુછવાથી, વિશ્વામીત્રે ગૌતમ પત્ની અહલ્યાની શ્રાપ શંબંધી વાત કહીને કહ્યું કે)

વીશ્વામીત્ર— રાગ આસાગોડી.

(શાહ થશો સુખ કરતા)એરાગમાં.

રાંમની પદરજ પરસી, ઊધરશે યે રાંમની પદરજ પરસી. ટેક
યેના પતીયે શ્રાપ દીધોછે, કરણી દેખી યેની નરસી; ઊધરશે.
કીધોછે પણ અનુગ્રહ યેવો, સત્યવતી સતી દરશી. ઊધરશે.
આજ સમો યેનો છે ઊધર્યાનો, કામ કરો તમે હરશી; ઊધરશે.
લ્યોલ્યો લક્ષમણ બંધવ યેપર, નાંખોરજ લઈ કીકરશો. ઊધરશે

(આ શાંભળી લક્ષમણે રાંમના ચરણની રજ લઈ શીલ્યા ઊપર નાખી તેથી. અહલ્યા પોતાને મૂળ રૂપે. ઊઠીને શ્રીરાંમચંદ્રની સ્તુતી કરેછે)

અહલ્યા-- પદ રાગ.

(તેં તો ઘટમાં ઘર કીધું વાલમ વરણાગીયારે)એ રાહ.
આપો ચરણાશ્રય અવધેસ્વર, મને આ શમેરે. ટેક.
કઇક કાળની હું દુખીયારી, ભલે પધારી મને ઉધારી.
દાશી જાણી દયા આંણી ઊરમાં તમેરે; આપો.
જયજય રઘુપતી રાંમરમાવર, જયજય લક્ષમણવીર ધનુરધર;

યેવા ત્યાગો તમને ધીક નરજે બીજે ભમે રે. આપો
શુત્રથ સંકર પ્રભુ અતી શ્રમથી, જે ભગતી પામ્યાછે તમથી;
દીજેયે ભગતી મુજને જેથી, દુખ્ખો સમેરે; આપો.
હરીવર યે વરદાંન દઇને, શાર કરો પછી સરની જઇને;
દનુજનો ભાર અપાર થયો તે ધરા ને બમેરે; આપો.
તમ આભાર થયો શીર માટે, તેથી આપને કહું અત્યારે.
વરજ્યો જનકપુત્રી, તમને. આશીશ આપી અમેરે આપો.
(યેવામાં ગૌતમ રૂશી આવેછે, એટલે રાંમચંદ્રજી અહલ્યાંને પોતાના સ્વાંમી શાથે મોકલી આપેછે ને પછી ત્રણે જણ જનકપુર તરફ જાયછે)



# પ્રવેશ ૫ મો.

( વીશ્વામીત્ર આવ્યા તેથી જનકરાજા પોતાના પ્રધાનને મોકલી ઉતારો અપાવેછે ને પછી પોતાની રાણીને કહી સીતાજીને જયા તથા વીજીયા શખિ સાથે ગીરીજા બાગમાં ગૌરી પુજંન કરવા મોકલેછે એટલી બીનાછે બાકી આ પ્રવેશમાં ગાયન નથી.

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ—વીશ્વામીત્રનો ઉતારો.

( જનકરાજા વીશ્વામીત્રને મળવા શારૂ આવ્યા ત્યાં રામ લક્ષ્મણને દેખીને. )

**જનક**—રાગ ઇંદ્રશભામાં ગવાતી ગજલનો.

આ રૂડા કુંમારછે મુનીશ કો તણા,

ગૌર શ્યાંમ અંગ રૂપમાં નથી મણા;
મહત્ ભાગ્યશાળી એહનો છે કોણ તાત,
જન્મની દેનારી ધન્યધન્ય એની માત.
ધન્ય ભાગ્ય માહારાં જે આવિયા અહીં,
આપના પ્રતાપ થઈ પવિત્ર આ મહી;
પેછે પુત્ર ક્ષત્રીના કે વીપ્ર કોઈના,
આશમાન આકૃતી મેં કયાંઈ જોઇ નાં.
વેરી વીધી થયો અરો ઠગો મને કર્યો,
છબી આ છાની રાખી મારો અર્થના શર્યો.

**વિશ્વામીત્ર**—રાગ પેનોપે.

અરે શું થાય રાય આંમ આકળો અતી,
ભલું થશે તું આજ શાંતિ રાખ્ય નરપતી;
છે ધીર આ કુંમાર બેઈ કૌશલેશના,
લક્ષ્મણને શ્રી રાંમ નામ તરૂણ વેશના.
મારીચને સુબાહુ તાડીકા હણ્યાં વળી,
રક્ષા કરી જગંન તણી બે બાંધવે મળી;
ગૌતમની નારીને ઉધારી પગરજે કરી,
પ્રતાપી પેમ છે ઘણા ફીકર ન કર જરી.

(પછી જનકરાજા વીશ્વામીત્રની રજા માગી જાય છે અને રામ તથા લક્ષ્મણ ગીરીજા બાગ જોવા શારૂ ગુરૂની આજ્ઞા માગી જાયછે.)



# પ્રવેશ ૭ મો.

## સ્થળ—ગીરીજા બાગ.

( સીતાજી સખીયો સાથે ફુલ વીણતાં વખતે ગાયછે. )

**સીતાજી—** રાગ ખંભાત.

( અમરફળ આંચ્યું આશું તેનુ તો કરવુરે. ) એ રાગ.

પેલાં પેક વખત સખી હું આવી આ બાગેરે;
ગૌરી પુજવાને કહું ઉર અનુરાગેરે; પેલાં.
ત્યારે મુને આયાં મુની, નારદજી મળીયારે;
કીધા મેં પ્રણાંમ તેથી, અઢળક ઢળીયારે; પેલાં.
કહ્યું તે મુનીશેં સુણ્ય મારૂં આ વચંનરે;
આ ગીરાજા બાગેં તુને મળશે સ્વામીનરે; પેલાં.
વર આપી તેતો ગયા, થયા ઘણા દીનરે;
રચ્યો સ્વયંર પણ, મળ્યા નહી સ્વામીનરે; પેલાં.

( એવામાં રામ તથા લક્ષમણ એક બાજુથી પ્રવેશ કરેછે.

**રામચંદ્રજી—**લક્ષમણ સાથે રાગ સીતાજીના મહીનાનો.

વીર મારા તું ગીરીજાનો બાગ, જોને કેવો શોભતો;
તજી પોતાનું નંદનવંન, જોવા ઇંદ્ર લોભતો.
જાઈ જુઈ ચંપો ને કણેર, મેંકે અતી કેવડો;
મશ મરવો મોઘરો ગુલાબ, ચંદન છોડ છે વડો.
અગણીત આંબાકેરી ઓળ, સ્વાદુ છે સીતાફળી;
ઝાઝાં જામફળીના ઝાડ, રાયણ રશીલી ગળી.
નાગવલ્લી લવીંગ લતાય, તરૂ તજના ઘણાં;
ચારો ચરતાં જોને ચારે પાસ, પંખીડાં સોહામણા.

હંશ શારશ ચકવા ચકોર, મોર મધુરાં વદે.
વાયુ શીતળમંદ શુગંધ, આનંદ આપે રદે;
(યેવા અવાજ શાંભળી સીતાની નજર રાંમ ઉપર પડવાથી વીજ્યા સખીને સીતાજી રામની પાસે તપાસ કરવા મોકલેછે.)

## રાગ લાવણી. બનઝારાની.

વીજ્યા—શ્રીરામચંદ્ર પાસે આવીને
(મુજે છોડ ચલા બનઝારા) એ રાગમાં.
હાથ જોડી પુછુંછું હું દાસીરે, કોણ દેશ તણાછો નીવાશીરે ટેક.
તમ તાત કીયા શુખધામ, વળી આપ તણું કહો નામ;
જેથી મટે અંતરની ઉદાશીરે, કોણ દેશ તણા છો નીવાશી.
શ્યાંમ ગોર સુંદર સુખદાઈ, થયું કેમ પધારવું આંઈ;
શોભા ધાંમ શરવગુણ રાશીરે, કોણ દેશતણા છો નીવાશી.
રાય જનકની પુત્રી પુનીતા, પણે શામી ઉભી જુવો સીતા;
છે તે બેનપણી મારી ખાશીરે, કોણ દેશતણા છો નીવાશી.
જેનો થાય સ્વયંમર આજ, તેણે મોકલી પુછવા કાજ.
માટે આવી મેં વાત પ્રકાશીરે, કોણ દેશ તણા છો નીવાશી.

રામચંદ્ર— લાવણી.
(મુજ ઉપર ગુજરી પીતા પાદશા જાણી, એ રાગમાં.)
શુંણ્ય સખી સીતાની આજ, રાખીને માજા;
અમ પીતાછે દશરથરાય, અવધના રાજા.
હું રાંમનામ આ બીજા, લક્ષમણ મુજ ભાઈ;
ગુરૂ વીશ્વામીત્રની શાથ, આવીયા આંઈ.

દેખવા સ્વયંવર કાજ, પ્રીતી ઉરધારી;
થયું છે અમારૂં આવવું, કહ્યું વીસ્તારી.

( યે સાંભળી વીજીયા સીતા પાસે જાયછે ને લક્ષમણજી પુલ વીણતા વીણતા જરા આઘા જાયછે. ત્યારે પોતાના મનમાં રાગ એનો એ. )

રામચંદ્ર— ( સીતાને જોઇને પોતાની મેળે. )

વાહ જનક કુમારી અનુપ રૂપ તુજ ઓપે;
જોતાં મુનીવર મરજાદ ધર્મની લોપે.
કુંમકુંમ વરણા તુજ પગમાં નેપુર વાજે;
અણુવટ ઘુઘરી ધમકાર કરીને ગાજે.
ચાલવું તારૂં જોઈ હંશ ક્ષોભ ઉર ધરતો;
વળી બાળીને કટી લંક, સીંહપણ ડરતો.
તુજ હાથ જોઈ હસ્તીની સુંઢ લજવાતી;
કોમળતા કમળ શમાંન કહી નથી જાતી.
મુખચંદ્ર કલંક રહીત, આંખ્ય અણીયાળી;
મુક્તાના મોર શહીત, નાકમાં વાળી.
ચારૂ ચીબુકેં છુંદણુ લીલું બહુ શોભે;
જોઈ કરણ ઝાળ ઝબકતી કામ પણ લોભે.
કરી કેશર આડ્ય કપાળ ટીલડી વાળી;
શોભતી વેંણ્ય શીરતણી નાંગણી કાળી.
સહુ અંગ ધર્યા શણગાર વરણવું તેશું;
જોઈ રૂપ મોહને કુંપ પડ્યો નીશ્ચે હું;

(વીજીયા સીતા પાસે જઇને સમાચાર કહેછે ત્યારપછી.)

**સીતા -રાગ ઠુમરી.** (ઠાડે જનકપુરી બાગમેં) એ રાહ.

શાંમ સુંદરના રૂપમાં,
શખી મોહ પાંમી હું ચીત ચોરી ગયુંરે; (૨) ટેક.
ક્રીટ મુકટ શોભે મુસ્તકે,
વળી અંભે ધનુશ સુભશોભી રહ્યુંરે; (૨) શાંમ.
માર્યા સુબાહુ જેણે તાડીકા,
જેથી મુની તણું કાંમ શુફળ થયુરે; (૨) શાંમ.
વંકી ભ્રગુટી ધનું કાંમનું,
ભાલે કેશર તીલક નવ જાય કયુંરે; (૨) શાંમ
ધન્ય છબી યે જોતાં રાંમજી,
તેનુ જન્મ મરણ દુખ મટી ગયુરે; (૨) શાંમ.

(યેવામાં રાંમ લક્ષમણ પોતાને ઉતારે જાયછે એટલે વળી.)

**સીતા—રાગ ગરબી.** (પડવાની પણ પ્રીત ગતિ મતિ ભુલીરે) એ રાહમાં.

સખી વીજીયા શાંભળ વાત કહુંછું આજેરે,
મારૂ હરી લીધુંછે મન યે રઘુરાજેરે;
મેં સ્યામ છબી સુખ ધાંમ જ્યારથી ભાળીરે,
હું પડી મોહને ફંદ શુધ્ય બુધ્ય ટાળીરે;
મુજ અંતર ઉઠે લાય હાય શું કરવુંરે,
થયો વેરી મારો બાપ ફુજી શું કરવુંરે;
કરી કઠણ પ્રતીજ્ઞા આજ ધનુશ ધરવાનીરે,
નથી રેતી હઇયે હામ હરી વરવાનીરે;
શઇયેર ધરી કેમ શકાય ધનુશ એનાથીરે,
છે હજુયે બાળ કીશોર જોર હોય ક્યાંથીરે;

મનમાં તેથી મુઝાઊ જાઊ ક્યાં નાશીરે,
વર મળે મને શી રીત અજોધ્યા વાસીરે.

વીજ્યા—

શાંણી શેપર સીતાય થાય શું ગાંડીરે,
વીધીયે વર તુજ લેલાટ મુક્યોછે માંડીરે;
કર્યમાં ખાલી કલપાંત શાંત થઈ વાલીરે,
ચાલ્ય ઊમયા પુજન કાજ જૈયે આલીરે.

(એમ કહી ત્રણ જણ દેવળમાં જઈ દેવીની યથા યોગ્ય પુજા કરીને સ્તુતી કરેછે.

સીતા—હાથજોડીને. છંદ વશંતતીલકા.

હે જગતમાત ગીરીજા શિવની પ્રાયા તું,
કર્જે સ્વીકાર અધુનાં સ્તુતી હું કરૂંછું;
છોતું અમાપ ભવપાપની વાર નારી,
આનંદ કંદ સુખ દાયક એપકારી.
દેવીદનુજ હરણી અખીલ સ્વરી તું,
વ્યાખ્યાન એક રશના થકી હું કરૂં શું;
અંબા તથાપી કહુંછું તમ શર્ણ પામી,
આપો હું માગું રઘુનાયક એષ્ટ સ્વામી.

અંબીકા— ગીતી.

પ્યારી જનક કુમારી, સાંભળ મારી આસીશ આ શાચી,
તે વર તુજને મળશે, જેની ઉપર રહીછે તું રાચી;
(એવામાં એક દુત તેડવા આવેછે તેથી ત્રણે શખીયો જાયછે.



# પ્રવેશ ૮ મો.

(સ્વયંબર મંડપમાં દેશ દેશના રાજ કુમાર ભરાઈ ને બેઠા છે ત્યાં વીસ્વામીત્ર બેઈ કુંવરને લેઈ પ્રવેશ કરેછે ત્યારે)

**એક રાજકુમાર—રાગ લાવણી.** (જોડું તે ન જોયું માડી.)

કુંવર આ કોણ તણા આવ્યારે, કુવર આ કોણ તણા આવ્યા;
પવીત્ર વિસ્વામીત્ર મુનીવર, ક્યાંથી તેડી લાવ્યા. કુવર.
ભાળી હું કહુંછુ અંનુમાંનેરે (૨)
પુત્રી પોતાની પરણાવી દેશે જનકરાય આંને. કુંવર.
ફોકટ આંઈ આપણ શહુ આવ્યારે, (૨)
માંન ગમાવા કાજ સરવ ને જનકે તેડાવ્યાં; કુંવર.
સ્વયંબર બાંનું કાઢી આલીરે, (૨)
કૂજેત મેળવ્યા રાજંન શહુને આમત્રણો આલી. કુંવર.

(એટલામાં નારદજી પ્રવેશ કરેછે ને જનક રાજાનો ભાટ ઉભો થઈને જનકુની પ્રતીજ્ઞા સંભળાવેછે.)

**ભાટ—** **છંદ હરીગીત.**

સુણજ્યો તમે રણી ધીર વીર કુમાર શહુ ક્ષત્રી તણા,
તમ આવવે મુજ રાય મનમાં હરખવંત થયા ઘણા;
જનકે કરી પણ પ્રતીગના મનશાથ મનસુબો કરી,
ત્રંબક ચડાવે શીવનું તેને પુત્રી દઉ પ્રીતી ધરી;
હોય પેરવી વરમાળ જો વૈદેહી કેરા કર થકી,
તો તો ચડાવા શીવ ધનું આળશ તજી ઉઠો નકી;

(તે સાંભળી તમાંમ રાજ કુમાર યેક પછી યેક યેમ ધનુશ પાશે જઈ ઉપાડી જોયું પણ ઊચું થયું નહી, જેથી નિસ્તેજ

થયેલા રાજકુમાર પાછા આવી. પોતાને આસને બેસેછે. એવામાં રાવણ પ્રવેશ કરી જનકને પુછેછે ત્યારે જનકે તમાંમ વાત કહીને ધનુશ દેખાડ્યું ત્યારે.)

**રાવણ—રાગ કલ્યાંણ.** (શ્રી જગતપતી પ્રભુ આપ સન્મતી) એ રાહમાં

વીદેહ નરપતી હું શું કહું તને,
હલકું આવું કાંમ કાં બતાવ્યું તે મને; ટેક.
કરમાં મેં કૈલાશ ઉઠાવ્યો, શંકરનો નીરધાર,
તો ધરતાં આ ત્રબંક જુનું, શી મુજનેછે વાર. વીદેહ.
મનુશ બધાં આ માલ વીનાના, તેડાવ્યા શું આજ,
પરથમથી તેડાવી મુજને, કઈ દેવુંતુ કાજ; વીદેહ.
હું જાણું તારે જોવુંતુ, નરનું ઉતમ રૂપ,
પણ બીજો હું જેવા જગમાં કોંછે બલીયો ભુપ. વીદેહ.

(એમ કહીને ધનુશ ઉઠાવા શારૂ તૈયાર થાયછે તે જોઇને)

**સીતા—પોતાની સખીને રાગ.** (કંગનવા મેરો કરશે)

શુંણ વીજીયા શશીયર શાંણી, વાણી શાચી કહુંરે,
કરજોડી કહુંછુંતુજને, નથી રેતી ધીરજ મુજને; શુણ ટેક.
આ આવ્યો લંક રાજારે, જમરીછે જેની માજારે,
ધરશે શર્ખીયે ચાપ, મને થાય ઘણો સંતાપ.
અંતરમાં મુક્યો શ્રાપ, પાપ પ્રગટ્યાં બહુરે, શુણવીજી.
બહુ બળીયો યેહ કહાઓરે, શંકરનો શૈલ ઉઠાઓરે;
બલે ધનુશને ધારે, પરણવું નથી મારે;
કરશે વીવાયે હારે, ત્યારે દેહ દહુંરે; સુંણવીજી.
ઉરમાં ધારીને ટેકરે, હું ઇછું રઘુવર યેકરે,

તે વીના પુરૂષ જેહ, મુજ બાઈ બાપછે તેહ;
તું જાણ્યે નીસ્સંદેહ, એહ સાચું સહુરે; સુંણવીજી.
કોઈ કહે બાપ મારાને રે, પડ્યું મુંક પણ તારાનેરે;
તુજ પુત્રીપે ધરી હામ, વરવા ધાર્યાછે રામ;
માટે કર્યું તેવું કામ, આમ આતમાં અહુંરે; સુંણ.

( યેતામાં રાવણ ધનુશ ઉપાડી ઊંચું કરેછે પણ લથડીયું આવવાથી પોતે રાવણ નીચે પડેછે ધનુશ છાતી ઉપર પડી દાગી દેછે જેથી જનકરાજા ક્ષત્રીયોને વારવાર પડકારેછે; પણ કોઈ ક્ષત્રી ઉઠ્યો નહી ત્યારે. )

જનક—ઉભા થઈને રાગ.

( દેખ્યા નહી કછુ શાર જગતનેમેં એ રાહમાં. )

ક્ષત્રી નથી નીરધાર, જગતમાં ક્ષત્રી નથી નીરધાર;
આગળના રજપુત માયલો ક્ષત્રી નથી નીરધાર; ટેક.
ધરણી નક્ષત્રી ફરશુરામેં, કીધી યેકવીસવાર;
ત્યારપછી જનમ્યો નથી કોઈ, રાણી જાયો શરદાર;
રાણી જાયો શરદાર, જગતમાં ક્ષત્રી નથી નીરધાર.
માલ વીનાના મંડપમાં, આ મળીયા રાજકુમાર,
લાગે રૂપાળા ઉપરથી પણ પ્રાક્રમ નહી લગાર.
પ્રાક્રમ નહી લગાર જગતમાં ક્ષત્રી નથી નીરધાર,
ફોગટ ગાલ વગાડી ફુલતા, પણ નીંભડા નાદાર;
શાત પેઢીની લાજ ગમાવી, આજ આવી આ ઠાર;
આજ આવી આઠાર, જગતમાં ક્ષત્રી નથી નીરધાર.
કંન્યા કુંવારી મારી રહેછે, તમે બેઠાં આ વાર;
રાજબીજ નવ રહ્યું પ્રથ્વીમાં, ધીકધીક અવતાર;

ધીકધીક અવતાર, જગતમાં ક્ષત્રી નથી નીરધાર.
ધનુશ તણું પણ કઠણ કરત નહીં, હું કદી કોઈ પ્રકાર.
પેલું જાણ્યું હત કે પ્રથ્વી છે, વીર વીનાની શાર;
વીર વીનાની શાહ, જગતમાં ક્ષત્રી નથી નારધાર.

**લક્ષ્મણ**—પોતાના ગુરૂને રાગ.

(સુણો દીક્ષીતપ્ન ધરનાર; એ રાહમાં)

કહું ગુરૂ તંમ પદ ધરી શીશ, રઘુવંશી હું શાખ્યું નહી રે;
વણ આવાં કેમ બોલે આ મહીશ, રઘુવંશી હું શાખ્યુ નહીરે.
અમકુળનો છ માસ કેરો તંત, રઘુવંશી હુંશાખ્યુ નહીરે;
હોય આયાં ન બોલાય કુવંચન, રઘુવંશી હું શાંખ્યું નહીરે.
ત્યારે આતો રણધીર રઘુરાજ, રઘુવંશી હું શાખ્યુ નહરિ;
બેઠાં છતાં જનકે સુ લોપીલાજ, રઘુવંશી હું શાંખ્યું નહી.
કોતો મેરૂને ઉપાડી કરૂં ચુર, રઘુવંશી હું શાંખ્યું નહી રે;
કોતો આભથી ઉતારૂ હેઠા શુર. રઘુવંશી હું શાંખ્યું નહી રે.
પાટુ મારી ધરાં મોકલું પાતાળ, રઘુવંશી હું શાંખ્યું નહીરે;
ફોડું ચૌદ બ્રહ્માંડને એક કાળ, રઘુવંશી હું શાંખ્યું નહી રે.
બાવો વજ્રને ભાંગી નાખુ આવાર, રઘુવંશી હું શાંખ્યું નહીરે;
તો બીચારા આ ધનુશના શાભાર, રઘુવંશી હું શાંખ્યુ નહીરે.
જેષ્ટ બાંધવ આપે મુંને રજાય, રઘુવંશી હું શાંખ્યુ નહીરે;
મુએ કહ્યું તે કરી દેખાડું આંય, રઘુવંશી હું શાંખ્યું નહીરે.
જેવા તેવા પણ રામનો હું ભ્રાત, રઘુવંશી હું શાંખ્યુ નહીરે.
નથી કેતો અભીમાંનની વાત, રઘુવંશી હું શાંખ્યું નહીરે.

**રામચંદ્રજી**—

(હાથનો ઇશારો કરી, લક્ષ્મણને બોલાવાની મને કરેછે.)

**વીશ્વામીત્ર—** **છંદમાલતી.**

નથી નથી નથી ક્ષત્રી, જગતમાં આજ કોઈ;
જનક નૃપતી યેવા બોલ બોલ્યો સું જોઈ.
ઝટપટ ઉઠી તેથી ચાપ જૈને ચડાવો,
રવિકુળ રવિ પોતે ભ્રાતને કાં દબાવો.

( ગુરૂની આગ્ના પામી રામચંદ્રજી ધનુશ ચડાવા જાયછેત્યારે. )

**સીતાજી**—પોતાની શખીને રાગ મહીનાનો.

પ્યારી પ્રાંણ જોને રઘુભાંણ, ધરવા જાય ચાપને;
દયા નાવે અંતરમાં જરાય, તોય મારા બાપને.
છે યે શીવનું ધનુશ કઠોર, વજર કરતા ઘણું;
સું ચડાવે યે રામકીશોર, ગજું નથી તે તણું.
મહાબળીયા આ મળીયા, મહીશ તથા લંકેશ્વર નકી;
તેથી ન ચડ્યું તો ચડશે શી રીત લઘુ રઘુવર થકી.
સખી કોમળ તંનસ કુમાર, નાજુક અંગ ઓપતું;
સ્મીત હાંસ્ય વદન સસી તેજ દાંમની ધુતી લોપતું.
મારા બાપનું પણ વેતે પુર મુકીને હું કહું ખરૂં;
રણ ધીર તજી રઘુવીર, બીજો વર નહી વરૂં.

**વીજ્યા—રાગ ગજલ (જગતનારે પ્રભુ પ્યારા) એ રાહમાં.**

ધીરજ ધરય બેન તું આજે, કરે કલપાંત શા કાજે. ટેક.
તને કયું વેણ ગીરીજાયે, સું તે જો વીચારી મનમાંયે, ધીરજ.
ફીકર હરશે હરી તારી, જેણે અહલ્યાને ઉધારી, ધીરજ.
સુબાહુને તાડીકા મારી, જગંન રક્ષા કીધી શારી, ધીરજ.
વરતેહ તુજને વરશે, મનોરથ સીધ શહુ કરશે. ધીરજ.

(એટલામાં શ્રીરાંમચંદ્રજીયે ધનુશ ઉઠાવી ઊચું કર્યું ને

ચડાવા જાયછે ત્યાં ભાંગી પડે છે તેથી તેમાંથી મહાઘોર અવાજ થાઅછે ને શરવે રાજા મુરછા પામી નીચે પડેછે તથા રાવણ ઉઠીને ચાલ્યો જાય છે.)

**ભાટ—ઉભો થઈને કવીત ધનાક્ષરી છંદ.**

ભલે કૌશલ્યાના બાળ, રઘુવંશના ઊજાળ;
દુષ્ટ દનુજોના કાળ, કીધું કાંમ આ પરમ,
સુર્ય કુળનો પ્રતાપ, આવી પ્રગટ્યો આપ;
તેવો ક્ષીતીમાં અમાપ, રેહ્યા ગરમા ગરમ.
અયોધ્યાંના મહીપાળ, વીપ્ર ધેનું રખવાળ,
ઝાંપી જનકની ઝાળ, પાળી પોતાનો ધરમ.
ભલે રાજા અધીરાજ, રૂડું કીધું તમે કાજ,
રાંમજી કે પ્રભુ આજ, રાખી ક્ષત્રીની શરમ.

(શીતાજી રાંમને વરમાળ, આરોપેછે ને નારદ ઊઠીને ચાલ્યા જાય છે.)

# પ્રવેશ ૯ મો.

**સ્થળ—બદ્રીકાશ્રમ.**

**નારદજી—**

**(ફરસુરામને તપશ્યામાંથી જગાડીને)(વીનતી ધરજ્યો ધ્યાંન)એ રાગ**

આસું કરોછો કાંમ પ્યારા તમે, આસું કરોછો કાંમ. ટેક.
ઉંધું ઘાલીને સું બેશીરયાછો, હારી હૈયાની હાંમ. પ્યારા.
સક પાડ્યો બધા પ્રથ્વીવીશે પણ,રાખી સક્યા ન લગામ પ્યા.
કેનાડર કહો ક્રોધ તજીને, ઓસીયાળા થયા આંમ. પ્યારા.

કુળક્ષત્રીનું હણ્યું તે માટે ચેતન્યો ફરસુરાંમ. પ્યારા.
શત્રુશબળ તમ શીર ઊદે થયા, ગોતે તમોને ગાંમો ગામ. પ્યારા.
તેથી કહુંછું કે નીરબળ હોતો, ભાગન્યો મુકી, આઠાંમ પ્યારા.
પગલું તમારૂં જોતા આવ્યા છે, જનક વીદેહને ધાંમ પ્યારા.
હું જાંણું હમણાં આવ્યા કે આવશે, ગોતી તમારૂં મુકામ પ્યા.
રેવા નીશાંની શુર તમારાનું, ભાંગ્યું ત્રંબક ભીડી હામ પ્યારા.

**ફરસુરામ**—રાગ (કહું સું નથીએ દુખીયો કીધો છે) એ રાગ

નારદ હારદ જાંણ્યું તમારૂં, પણ યે વાતે નથી જોર હમારૂં ટેક.
આજ ત્રેતાજ્યુગ શમય ફર્યો છે, નારાયણે નકી દેહ ધર્યો છે નારદ.
મુજ અધીકાર હવે ઊતર્યો જે, પ્રગટ પ્રભાવ શીરાંમે કર્યો છે નારદ.
વાલ્મીક મુનીયે જે ભવિષ્ય કહ્યું છે, કામ આ તેજ પ્રમાંણે થયું છે
માટે કારણ નથી રીશ કરવાનું, ખુશીથી સંભાળે પ્રભુ કાંમ પોતાનું

**નારદજી**—રાગ પદ. (જનુની જીવોરે ગોપીચંદની) એ રાહમાં

વેશ ધરી સુરવીરનો, આ શું બોલો છો બોલજી,
બોજરે ઘટે બધો તમતણો થાશો તરણાને તોલજી.
શત્રુને દેખી શું શાધુ થાય.

ક્રોધ તજી શું સુખી થયા, જમદગ્ની તમ તાતજી;
સેહસ્ત્રા બાહુયે સંતાપીયા મારી પાડુ ઓ શાતજી શત્રુ દેખી,
શંગ શાધુનો કીધા થકી, થયો એરૂ ભગત એકજી,
ડશી શકું નહીં જીવજંતને લીધી એણે એવી ટેકજી. શત્રુને.
વાત ચાલી બાધા વીસ્વમાં, નથી ડશતો આ શાપજી;
લોકરે લાગ્યાંશહુ શંતાપવા, બીજવે જઇ આપો આપજી શત્રુને.
શહી ન શક્યો માર લોકનો, પડ્યો દુબળો અંગજી,
તેને ત્યાં પછી તેને જાતને કહ્યું બીજે પનંગજી શત્રુને.

ભક્ત થયોતો ભલે થયો, પણ નહી થાય બચાવજી,
સરપ ફુંફાડો શાને તજ્યો, નીજ જાતી સ્વભાવજી. શત્રુને.
તેમ તમે ભ્રગુનાથ જો, તજશો ક્રોધની દાંતજી,
નહી રઈ શકોતો આ જગતમાં, વેલું થશે અવશાનજી શત્રુને.
કાંતો તમે કહું ત્યમ કરો, તજો ધનુશને બાંણજી,
ફરશી આકારથી ફેકી દીયો, ભજો શારંગપાંણજી શત્રુને.

( આવું શાંભળી ફરસુરામ ક્રોધાયમાન થઈ નારદજીને સાથે લેઈ જનકપુર જાયછે. )



# પ્રવેશ ૧૦ મો.

(બધો સ્વયંર મંડપ ભરાઈ બેઠો છે ત્યાં ફરસુરામ આવેછે તેને જોઈ રાજાયો ડરેછે. )

ફરસુરામ—ક્રોધાયમાન થઈને લાવણી.

( અધબીચ મોબત તોડી બે. એ રાગમાં )

ઓ જનકરાય ઓ જનકરાય, આ ત્રંબક તોડ્યું કેણે;
વીરવડો કોણ ઉપજ્યો ,મુજ ગુરૂને દુભ્યા જેણે; ટેક.
જલદી બતાવ્ય (૨) હું તેને દેખાડું હાથ;
દુર કરો મંડપ થકી કાં માર્યા જશે સહુ શાથ.
જો ફરસી મારી (૨) કુળ ક્ષત્રીનુ ક્ષય કરનારી;
તથી ધનુશ તોડનારને આજ નકી નાખી સહું મારી.
રામ—કહું કૃપાનાથ (૨), હશે આપતણો કોઈ દાશ;
બાંગ્યુ પે ચાપ ચડાવતાં, નથી પડ્યો શરીરે પ્રાયાશ.
છે લધુ દાશ (૨) તમ રોસ વડો મુનિરાય;

જુનું પીનાક કઈ કાળનું તે સહજ થયું કટકાય.

**ફરસુરામ**—રહે છાનો બાળ (૨), સું બોલે જાણ્યું અજાણ્યું;
દ્રોહ કર્યો ગુરૂદેવનો આવું દાસપણું ક્યાંથી આણ્યું.
સોવનું આ ચાપ (૨), તેને જુનું કેતાં લાજ નાવી;
ફરસી તીક્ષણથી આ ઘડી તુજ મુસ્તક દેઊં ઉડાવી.

**લક્ષ્મણ**—અમને ન લાજ (૨), તો તમને પણ નીરધાર;
વીપ્ર થઈ ફરસી ધરો, નથી આવતી લાજ લગાર.
બ્રાહ્મણને ગાય (૨) વળી અસ્ત્રી ઉપર જોર મારૂં;
ચાલે નહી ભ્રગુનાથજી, માટે અંતર ક્રોધ ન ધારૂં.

**ફરસુરામ**—ધીક ધર્મ તુજ, (૨) અહલ્યા મંદમંતી જો વીચારી.
રાવણ ભગ્ની તાડીકા હણી, હતી પુરૂષ કે નારી.

**લક્ષ્મણ**—ખરી વાત એહ, (૨) શુભ શમય પ્રમાણે ઉચારી;
હતી આસુરી અતી પાપણી તે માટે વેઝી વીદારી.

ગજલ. ઇંદ્રસભાની ઢબમાં.

પણ ધીક ધીક ધીક તમને ધીકછે ખરે,
તમ સમાન કામ કોણ અવનીમાં કરે;
મારી નાંખી માત શગા ભ્રાતને હણ્યા,
દેખવા પરાયા દાશ સીધ શું બણ્યા.
વરણવીને વાત કેતાં થાયછે સરમ,
ધનુશ બાંણ ધારી તજ્યો વીપ્રનો ધરમ;

**ફરસુરામ**—તું જુવાની જોરમાં આ વેણ શું બકપો,
સહસ્ત્રબાહુ જેવા મને જીતી ના શકયો;
આજ કાલનો તું અરભકા અજાણછું,
પણ તમાંમ ક્ષત્રીના લેનારો પ્રાણ હું;

બચ્યો નથી કો સુર તીક્ષ્ણ ફરસીધારથી.
તે હું તારૂં શીશ છેદું આ કુઠારથી.

લક્ષ્મણ—આવા શીશ છેદતા હું છઉં ઘણો ખુશી,
પણ બળીયાના એ ભાગ તમે શાંભળો ફરી,
ચારણભાટની ઘોડયે વખાણ શું કરો,
ફરસી વારવાર મારી પાસ શું ધરો,
જોઇને જનોઈ પાપ લાગુ શરવથી;
બીજી કોઈ વાતે બીક રાખતો નથી.
માર્યા રાય જેટલા તે દેડકા સહી,
દર છે મણીધરનું આંઈ જીવશો નહીં;

ફરસુરામ—
ફરસી ઉગામીને, સરત રાખ હમણાં તને મારશું;

લક્ષ્મણ— રાગ ગજલ.
( અરે બાવાજી કેમ ફરતું ઉદાશ એ રાહમાં )
મુની હાથે કરીને ગમાવો કાંકાર,
મારૂં મારૂં પેલા કરો શું ઉચાર;
મને મારવા ક્યાંથી ભુલા પડ્યા,
આવી રઘુવંશીને હાથે ચડ્યા;
મુશ્કલ હવે થાવો તમારો ભાવ,
ન ક્ષત્રીનો કર્યાનો વાળું આજ દાવ;
તમે જાણે વીપ્રને ક્ષત્રી હું આપ,
હણે તેને હણતાં ગણ્યું નહી પાપ.

ફરસુરામ—
વારો વીશ્વામીત્ર આનું ભટલું આઓ,

પાપીને આંયાથી આઘો લઈ જાઓ.
મારી સહું પેને ભુંડો મારો રોશ,
પછી મને કોઈ દેશો નહી દોશ;

લક્ષ્મણ—

અરૂં કહું તેથી ચડે તમને રીશ,
નથી પણ બુધી તમોમાં મુનીશ;
મને દુર કરવા કરો કાં વિચાર,
વીંચો નેણ હું છેટો કોસ હજાર.
વળી કહોછો કે ભુંડો મારો રોશ,
તેમાં પણ શાંનો મને અપશોસ;
કરશો રીસ તો આ કાયા તમ જેહ,
વેલી ક્ષય થાશે તેમાં નહીં સંદેહ.

( ફરસુરામ ક્રોધાયમાંન થઈ ફરશી ઉગામી મારવા જાયછે એટલે )

રામચંદ્ર— પદ રાગ.

( પ્રભુ તારા નામની લે મોઈ લાગી ) એ રાહમાં.

ભ્રગુપતી ક્રોધ સમાવો, અરજ સુંણી ભ્રગુપતી ક્રોધ સમાવો
મેહેર કરો મહારાજ મારીવતી, શમ્રથ આપ કહાવો.
બાળક બોલ અજાણતાં બોલ્યો, તેનો કશો દરદાવો; અરજ.
ધનુંશતણો ભાંગનારો તો હું છઊ, મારો જોઇયે તો બચાવો;
વાંક નથી લઘુબંધુ મારાનો તો, કરૂણાવારી વરશાવો; અ.
બાપ મારા યેછે મોઢે ચડાવેલો, તેથી પેને ન બોલાવો;
અભય હશે માટે તમને ડરાવેછે, શાર નઈ શારો કહાવો; અ.
છે તમવંશની પ્રભુતા આ છાતિયે દેખીને રોસ હઠાવો;

હામ હોય જુધ કરવા અંતરમાંતો ધનુશધારી ઓરા આવો; અ.

( આ છેલું વચન સાંભળી ફરસુરામે શ્રી રામચંદ્રજી ની છાતી શામુ જોયું ત્યારે ભ્રગુલાંછન ભાળ્યું એટલે તરત આશ્રીમન્નારાયણ પોતેજ છે. એમ ઓળખીને નરનારાયણે આપેલું ધનુશ ચડાવા માટે રામચંદ્રજીને આપેછે કે તુર્ત ધનુશ ચડી જાયછે. ને ફરસુરામનું ભગવદશરૂપી તેજ હરણ થાયછે ત્યારે )

છંદ વસંતતીલકા.

હે રામરામ સુખધામ ભગાબધા માંતું,<br>
બોલ્યો તથાપી કટુવેણ વીવાદમાં હું;<br>
દેજે વીશારી મુજ વાંક પડ્યા હજારો,<br>
લેજે હવે તું અધીકાર તપાશી તારો.

( એમ કહી ફરસુરામ જાયછે ને જનક તથા વીશ્વામીત્ર મળી કંકોત્રી લખી અયોધ્યાયે મોકલેછે)

---

# પ્રવેશ ૧૧ મો.

## સ્થળ—અજોધ્યાની કચેરી.

દશરથ—પોતાના ગુરૂને બીહાગની ગજલ.

લઈ ગયા કુમારને કૌશીક જ્યારથી,<br>
ફરી હું સમાચાર પાછા પાંમીયો નથી. લઈ.<br>
તેથી મારે દીલ હું દીલગીર થાઉછું;<br>
પુત્રના વીયોગથી ઘણો મુંઝાઉછું. લઈ.<br>
ખાવું પીવું બેલવું મને ગમે નહિ,

ગમે ન સુવું બેસવું કે બોલવું સહી. લઇ.
પાપ પુર્વ જન્મનાં કે ગ્રહ મને નડયા,
કોડીલા કુમારે મારા પરવશ પડયા. લઇ.
દુખી હશે કે શું સુખી હશે બે બંધવા,
મુજ મને ઉઠે વિચાર આ નવા નવા. લઇ.
શું કરૂં હું કાજ રાજમાં ગમે નહિ,
ગુરૂ કહોતો જાઉં મારા પુત્ર છે જહીં. લઇ.

વશીસ્ટ— ગીતી વ્રત.

નરપતી પુત્રો તારા, સુખે રહ્યાછે વીદેહને ધામે;
શોચ કરે તું શાને, પીનાક ભવનું ભાંગ્યું શ્રીરામે.
(એવામાં જનકપુરથી આવેલો બ્રાહ્મણ પ્રવેશ કરી કંકોત્રી આપેછે.)

વશીસ્ટ—( કંકોત્રી લઈ વાંચેછે) લાવણી.
( મુજ ઉપર ગુજરી ) એ રાગમાં.

સ્વસ્ત શ્રી અયોધ્યા ધાંમ, સોભા શુભ સારી;
પુરી શાતમાં પેલું નામ મોક્ષ સુખકારી.
ત્યહાં પુન્ય મુરતી પાવન વસો રઘુવંશી,
નૃપ મુગટ મણી રાજેંન કહું શું પ્રશાંશી;
ગંભીર ગુણભંડાર ધરમના શેતું,
શત્રુઘ્ન દશરથ મહારાજ રવીકુળ કેતુ.
લખીતંગ જનક હું દાશ મીથુલાપુરથી,
લખુ પ્રણાંમ વાર હજાર હરખભર ઉરથી;
આવ્યા આપના કુમાર કુશળછે આંહી.
કર્યું ધનુષ ભંગનું કામ સ્વયંવર માંહી,

ક્ષ ગુપતીનો ગરવ ઉતારી તેજ હરી લીધું,
જતી રાખી ક્ષત્રીની લાજ કાજ એ કીધું.
માટે પધારીને આપ તાપ સૌ ટાળો,
પરણાવી રામ સીતાય બોલ મુજ પાળો.
શશી વાર સુદી પંચમી તીથી માગશરની,
થશે લગ્ન ક્રીયા તે દીન શીયા રઘુવરની.
સહુ સાથ તેડી મહીનાથ પધારો પ્રીત્યે,
લખ્યું થોડું માનજ્યો ઘણું કરી નીજ ચીતે.

ત્યાર પછી દશરથ રાજા પોતાની સેન્યા તથા નગરવાશી લોકો સહીત જાન લઈ જનકપુર તરફ વીદાય થાયછે.



# પ્રવેશ ૧૨ મો.

## સ્થળ—જનકપુર.

(જનક-વીસ્વામીત્ર, રામ લક્ષમણ, વીગેરે સૌ મંડળ બરાબર બેઠું છે ત્યાં)

( પડદામાં અવાજ થાયછે.)

પદ રાગ. અનીરૂધજીની ઘોડલી—એ રાહમાં.

બન્યો અધીક વીચીત્ર વીશાળ, જનકજીનો માંડવો. ટેક.
કનક કેરી નાગ વેલીની નૌતમ રચના નેટ;
ઓળખી જાય નહી આંખથીરે, શોભે શારીશ પત્રે લપેટ જનક.
વરણ્યો જાય ન વીચીત્રતાયે, મંડપ અતી અભીરાંમ;
શોભા તે ચોદ ભુવનતણી જાણે, ઠીક ઠરી તેહ ઠાંમ. જનક.
જે મંડપમાં કન્યા જાનકી, તે મંડપ ક્યમ વખણાય;

કોણ કવીતણી એવી મતી જહાં, સેસ સામા હારીજાય. જન.
રઘુવર જ્યાં વરરાજીયારે, વળી સ્વરૂપ સગુણ નીધાન;
તે મંડપ ત્રણ લોકમાંરે ઉજવળ અળકાપુરીની સમાંન જનક.

એવામાં દશરથરાજા જાન લઇને આવેછે તેમનો યથા યોગ્ય શતકાર કરીને જેવા રામ તથા લક્ષમણ છે તેવાજ ભરત શત્રુઘ્નને ભાળીને વીસ્મય થયેલા જનકે વશીસ્ટને પુછી જોતાં દશરથને ચાર પુત્ર છે તેવું જાણીને દશરથની આગળ હાથ જોડીને)

જનક—

(રાગ. સ્વામીનાથ સ્વામીનાથ સ્વામિનાથરે ફળ મેં) એ ઢબ.

કરી પ્રણાંમ કરી પ્રણાંમ કરી પ્રણામરે,
આપને હું કહુંછું આમ કરીરે; ટેક.
તમ કુંવરની જુગલ જોડય ગૌર શ્યાંમરે; કરી.
સરવને વરાવો શ્વાંમી મારે ધામરે, આપને કરી પ્ર.
ઉરમીલા સીતાયે મારી પુત્રી નામરે. આપને કરી પ્ર.
માલવી શ્રુતી કીર્તી બે યશ, ભગ ભાંમરે, આપને કરી પ્ર.
મુજ બંધવની પુત્રી તેથી ધારૂં હાંમરે. આપને કરી પ્ર.

(આવું સાંભળી દશરથ તથા વસીષ્ટગુરૂ ચારે પુત્રોને પરણાવાની હા કહેછે ને લગ્નક્રીયા ચાલતી થાયછે.)

(પડદામાં અવાજ થાયછે.)

રાગ વરઘોડાનો.

પરણે સીતા સાથે રઘુવીર, શોભા તેની શી કહું;
ઉરમીલાને લક્ષમણવીર, શોભા તેની.
પરણે માલ્યવીને વર ભરથ. શોભા તેની.

અતી કીરતી શત્રુઘન સમરથ. શોભા તેની.
કન્યાદાન દે જનક રાજંન. શોભા તેની.
બોલે વર મુખે સ્વસ્તી વચંન. શોભા તેની.
વરત્યાં નીરખીઘને મંગળ ચાર. શોભા તેની.
વેદ ભણેછે વીપ્ર અપાર. શોભા તેની.
આપ્યા ગજ રથ દાસીને દાસ. શોભા તેની.
યેમ પરણી ઉઠ્યા અવીનાશ. શોભા તેની.
જુગતે જાન જમાડંતા રાય. શોભા તેની.
દીન રાત આનંદમાં જાય. શોભા તેની.

(આમ લગનક્રીયા પુરી થયેથી સરવે શાન સ્થાનકે જાયછે).

---

# પ્રવેશ ૧૩ મો.

### સ્થળ—મંડપમાં

(જાનનો તથા માંડવા તરફનો સમાજ ભરાઈ બેઠોછે ત્યાં સ્વર્ગમાંથી આવેલો તુમરૂ નામનો ગાંધર્વ પ્રવેશ કરીને નૃત્ય કરેછે ને ગાયછે.)

**તુમરૂ**—નાચતો નાચતો રાગ ઠુમરી.

(ઠાડે જનકપુરી બાગમેં) એ રાહમાં.

વિશ્વે વિમળ જશ વ્યાપજો,
બંકે બહાદુર અવધપતી ભુપતીરે; (૨) ટેક.
તમ પ્રતાપ રવી ઉગ્યો જગમાં,
હાર્યા જ્યારે ફરસુધર મહાજતીરે. (૨) વિશ્વે.
રઘુવંશીવીના કોજંન રાખત,
ક્ષત્રી સહુની આજ લાજ જતીરે. (૨)વિશ્વે.

શીવ સનકાદીક નારદ આદીક,
કળી ન શક્યા કો ગહનગતીરે. (૨) વિશ્વે.
રાઘવ પ્રપન્ન હું શરણમાં આવ્યો,
જાણી પોતાનો કરો કૃપા અતીરે. (૨) વિશ્વે.
(પછી પ્રણામ કરી જાયછે ને સહુ સાંભળતાં)

વશીસ્ટ—ગજલ. ઇંદ્રરાજાની ઢબની.
રજા દીયો રજા દીયો વિદેહજી તમે,
અવધપુર જાવા આજ ઇછીયે અમે;
ઘણા દીવસ થયા તમે સતકાર બો કર્યો,
પણ રામનો સ્વતંત્ર જવા મનસુબો કર્યો.
ઘણી વખત થયાં મળ્યા નથી સ્વમાતને,
માટે કીજીયે વીદાય સર્વ સાથને.

જનક—રાખવા વીચાર માહરો હતો ઘણો,
બોલ આગ્રહી સુણ્યો મુની શતમ તણો;
જલદી કરૂં વીદાય વાર ને થશે ઘણી,
ધીર ધરો ઘડીકતો દઊં પેરામણી.

(એમ કહી વીવીધ પ્રકારનાં ઘરેણાં તથા વસ્ત્રો મગાવી સરવને આપેછે તથા સરવે પુરૂશ વરગને સાથે લઈ જાયછે ત્યારપછી સીતાની માતા)

સુનૈનાં—ચારે પુત્રીયોને પાસે બોલાવી ઉભાં થઈને
(અરે બાવાજી કેમ ફરે તુ ઉદાશ) એ રાગ.
સુતાયો સાસરીયે સીધાવો તમે,
દેખી દુખ પ્રગટે મને આ શમે;
ખમી શે સકીશ તમારો વીયોગ,

અરે બેની આજ મળ્યા પુરા ભોગ.
તમો વીના હુંથી રહી ના સકાય,
ખાલી બેની મંદીર ખાવાને ધાય;
પાળેલાં તમે સુક શારીકા જેહ,
જીવીને સકે તમ વીરહથી તેહ.
કુશળ રાખે તમને આ જક્તનો ઇશ,
પુત્રી પણ હું કેમ જીવી શકીશ.
જીવે શીશુ વછસુ ધેનુ રહીત,
વીના જળ મીન જીવે કેવી રીત.
અરે શું કરૂં ને કયહાં હવે જાઉં,
બેની કેની પાસે રહી સુખી થાઉં.
વીધી મતીમંદ જાણ્યો નકી આજ,
અસ્ત્રી ઉપજાવી જગતમાં શા કાજ.
રેવું ઓશીઆળા બધો ભવ સાર,
પરાધીન વરતવું ધીક અવતાર.
નહી સુખ સ્વપને મળે તલભાર,
મેણાં સાસુ નણદી શેવાં અપાર.
પણ શું કરૂં નથી મારો ઈલાજ,
પુત્રી ધન પારકુ જાણ્યું મેં આજ.
મળવા કોઈ વખતે બેનો આવજો,
સંદેશો અયોધ્યામાં જઈ કાવજો.

(પડદામાં અવાજ થાયછે.)

ચાલો ચાલો જાન વીદાય થઈ પછે છેટુ પડી જાશે.)

(સહુ જાયછે.)

ગ્રંથ સમાપ્તીમાં સુત્રધાર ભગવદ સ્તુતી કરેછ

રાગ કલ્યાણ.

જય જાનકી પતી રઘુનાથજી હરી,
ચરણ ભગતી દીજીયે દીલ દયા ધરી; ટેક.
નેતી નેતી નીત્ય કહેછે મુખથી ચારે વેદ,
મંદમતી શી રીતે તો હું બાંપુ સઘળો ભેદ; જય.
પતો પાવન બીરદ તમારૂં જાણીને અવીનાશ,
ખરા દીલથી થાવા ઈછું તમ દાસોનો દાસ જય.
હું કામી ક્રોધી અગનાની લંપટ લોભી આજ,
પણ શરણાગત વછળ તમને બાંય ગ્રહ્યાની લાજ.
છો અનાથના નાથ તમે ને નોધારાં આધાર,
દીનબંધુ કરૂણાના સીંધુ કૃપા કરી કીરતાર. જય.
હે રઘુનંદન સ્વામી શ્રી મુજ ઈષ્ટ દેવ દયાળ,
સદાકાળ કરતા આવ્યાછો સેવકની સંભાળ. જય.
અજાંમેળ ગુન્ય કાગજય આદી સીવરીને વળી ગીધ,
ધરૂ પ્રહ્લાદ વીભીશણ સહુને મુક્ત જગતથી કીધ. જય.
પાપી જવન મુખેથી બોલ્યો હાય મોત હરામ,
ગરીબનીવાજ અવાજ સુણીને આપ્યું મોક્ષ ધામ. જય.
અપાર એવાને ઉધારયા હવે રયો હું એક,
જબરૂં કામ નથી જગદીશ્વર રખે મુકતા ટેક. જય.
રાઘવ પ્રતાપ સુર્યોદય નામે નાટક વીસ્તાર,
લઘુ મતી હું રચી રામજી પ્રણમું વારમવાર. જય.

# समाप्तश्चेदं नाटकम्.

અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનાર સાહેબોનાં નામની યાદી લખતાં મારાપર મપ્રિય સદ્ગુણી મીત્રવર્યઠકર. વનમાળીભાઈ મનોરદાશ "ઉનડકાટ" નો હું મોટો ઉપકાર માનુંછું કે જેણે આ તથા બીજા કામોમાં મને ઘણી મદદ કરેલીછે તેમજ કરેછે.

| નકલ. | ગ્રાહકનાં નામ. | |
|---|---|---|
| ૨૫ | બુકસેલર ઠકર. બાપુભઈ નારણ. | ધોળેરા. |
| ૨૦ | બુકસેલર. ઠકર. ઈશ્વરભાઈ જગજીવન | ,, |
| ૨૦ | બુકસેલર ઠકર. નરોતમ જગજીવન | ,, |
| ૨૦ | મે. ઠકર. ડાયા કુંવરજી. | ,, |
| ૧૫ | રા. રા. ઠકર. ત્રીભોવન ગોવીંદજી. | ,, |
| ૧૦ | શા. ઉજમશી હીમચંદ. | ,, |
| ૫ | ચુડાશમા. પરતાપસંગ ભગવતસંગ | ,, |
| ૫ | રા. સા. ત્રીભોવન વિ. ભીમજી મણિયાર. | |
| ૫ | ખોજા. વલીભઈ લાલજી. | ,, |
| ૫ | શા. ચુનીલાલ હરીભાઈ. | ,, |
| ૫ | મેરાઈ. નરશી ગોપાળ. | ,, |
| ૫ | શા. કેવળ નથુભઈ. | ,, |
| ૫ | પંચોળી. કેશવજી વિશ્વનાથ. | ,, |
| ૫ | પંચોળી. ગોવીંદજી દેવકરશન | ,, |
| ૫ | રા. રા. ઠ. ગોપાળજી વીઠલ ઉનકાટ | ,, |

| નકલ. | ગ્રાહકનાં નાંમ. | |
|---|---|---|
| ૫ | જોશી. રામનારણ લાલજી. જ્ઞાનોદય નાટક કંપનીના મેનેજર. | ધોળેરા. |
| ૫ | શા. મનોર માણકચંદ. | ,, |
| ૫ | રા. રા. ઠ. હેમરાજ વિ. ગોકળભાઈ | ,, |
| ૫ | રા. રા. ઠકર. ગીરધર લાલજી. | ,, |
| ૫ | ઠકર. મોહન ત્રીકમ. | ,, |
| ૫ | શા. ઉજમશી ગોપાળ. | ,, |
| ૫ | શા. ત્રીકમ ગીરધર. | ,, |
| ૫ | રા. ઠકર. દામોદર હરજીવન. | ,, |
| ૪ | ઠા. ગીરધરભઈ લક્ષ્મીચંદ. | ,, |
| ૪ | શા. લખમીચંદ દામોદર. | વઢવાણ. |
| ૩ | રા. ઠા. કાળીદાસ કકલ. | ધોળેરા. |
| ૪ | રા. રા. ઠકર. છગનલાલ ગલુ. | ,, |
| ૩ | પંચોળી. ભાઈશંકર દેવકરશન. | ,, |
| ૨ | રા. ઠકર. ચતુર વશરાંમ. | ,, |

| | | |
|---|---|---|
| ૩ | રા. રા. ઠક્કર લખમીચંદ જગજીવન | ,, |
| ૩ | ચુડાશમા કનુભા હરીસંગ | ,, |
| ૩ | ચુડાશમા દાદુભા દેશળજી | શ્રીપાંચી |
| ૨ | ઠકર. પરશોતમ લાલજી. | ધોળેરા. |
| ૨ | ઠકર. નરોતમ ગીલા. | ધોળેરા. |
| ૨ | શા. ભાણા અમરચંદ. | ,, |
| ૨ | શા. પાનાચંદ જુરા. | ,, |
| ૨ | શા. ધનજી ગણેશ. | ,, |
| ૨ | શા. રામજી વલભ. | ,, |
| ૨ | શા. ત્રીભોવન ઉજમશી. | ,, |
| ૨ | લુવાર. પરશોતમ હરજી. | ,, |
| ૨ | પુરાણી વીઠલ ગવરીશંકર.રામજીમંદીર. | |
| ૨ | શા મણીલાલ શવચંદ. | ધોળેરા. |
| ૨ | મેરાઈ મોહન શામજી. | ,, |
| ૨ | શા. મનોર નાનચંદ. | ,, |
| ૨ | ઠકર ગોવંદજી ભાણા. | ,, |
| ૨ | શા. પરશોતમ ખોડીદાસ. | ,, |
| ૨ | ભાવસાર લેરા નારણ. | ,, |
| ૨ | શા. ગોરધન ભાઇચંદ. | ,, |
| ૨ | ઠા. લખમીચંદ છગન. | ,, |
| ૨ | ઠકર. કરશન ખોડા. | ,, |
| ૨ | મેરાઈ હકા ભીમા. | ,, |
| ૨ | લુવાર જીવરાજ ભીમા. | ,, |
| ૨ | શા. વીરજી માનસંગ ગાંધી. | ,, |
| ૨ | ઠકર. દુલભ રામજી માંડવીપુરાનામુખી. | |
| ૨ | ઠકર. રામજી માવજી. | ધોળેરા. |
| ૨ | ઠકર. હરજીવન લાલજી. | ,, |
| ૨ | કુભાર. જેઠાલાલ ગોવીંદ. | ,, |
| ૨ | રા. ઠકર. દીઆળ લાલજી. | ,, |
| ૨ | જોશી હરજીવન ગલુ, | ,, |
| ૨ | શેઠ. ત્રીભોવન હીમચંદ. | ,, |
| ૨ | શા. લખમીચંદ બાપુ. | ,, |
| ૨ | દવે છગન માદેવ. | ,, |
| ૧ | મો. કાવાનારણ વીઠલ કુંપનીનાઇજનેર. | |
| ૧ | ઠકર. ઝવેર પરશોતમ. | ,, |
| ૧ | ઠકર. પરભુ લાલજી. | ,, |
| ૧ | ઠકર. ચીકા વનમાળી. | ,, |
| ૧ | શેઠ. મુળજી ગલાબચંદ. | ,, |
| ૧ | ઠાકોર દેવીસંગ રામસંગ. | ,, |
| ૧ | શા. ધારશી છગન. | ,, |

| | |
|---|---|
| ૧ ઘાઈજા. કલાંણ છગન. | ,, |
| ૧ શેઠ. નારણ લલુ. | ,, |
| ૧ શા. દુલભ છગન. | ,, |
| ૧ ઠકર. ગાંડા કુબેર. | ,, |
| ૧ શા. પાના છગન. | ,, |
| ૧ લુવાર. ઓકા પાના. | ,, |
| ૧ ઠકર. ગીરધર છગન. | ,, |
| ૧ શા. મણીલાલ અમથા. | ,, |
| ૧ ઠકર મોહન હરજીવન. | ,, |
| ૧ ઠકર. રામજી રણછોડ. | ,, |
| ૧ ઠકર. ઓઘડ રણછોડ. | ,, |
| ૧ શા. મનોર મોતી. | ,, |
| ૧ ડબગર. મોતી ગીરધર. | ,, |
| ૧ શા. ત્રીભોવન ખુશાલ. | ,, |
| ૧ શા. ઓઘડ નીમચંદ. | ,, |
| ૧ શા. લખમીચંદ ગોવીંદ. | ,, |
| ૧ શા. ચતુર રાઘવજી. | ,, |
| ૧ શેઠ. માણેકચંદ મોડીદાસ. | ,, |
| ૧ પટેલ મથુર મુળજી. | ,, |
| ૨ શા. ગફલ દેવસી ખાખરીયા. | ,, |

| | |
|---|---|
| ૧ હજામ. ડાયા જેઠા. | ,,૨ |
| ૧ ખોજા. ચતુર મોતી. | ,, |
| ૧ ઠકર. દામોદર કરશન. | ,, |
| ૧ જોશી. પરભુ ગલુ. | ,, |
| ૧ ઠકર. હરગોવન દુલભદાસ. | ,, |
| ૧ શા. કેશરી વાલજી. | ,, |
| ૧ શા. ચુનીલાલ ઓઘડ. | ,, |
| ૧ ઠકર. જીવણ વનમાળી. | ,, |
| ૧ ખોજા. જીવા નાનજી. | ,, |
| ૧ શા. જગજીવન ઉજમશી ભગત. | ,, |
| ૧ કંશારા. ભુદર પીતામર. | ,, |
| ૧ ખત્રી. મનોર વીરજી. | ,, |
| ૧ ઠકર. માધવજી નથુ શોમૈયા. | ,, |
| ૧ શા. પ્રેમજી વાલજી. | ,, |
| ૧ અધ્યારૂ. લલુ ગવરીશંકર. | ,, |
| ૧ ઠા. ત્રીભોવન કુબેરદાસ. | ,, |
| ૧ ધ્રાંઇજા. નરસી ડાહ્યા. | ગાંખમીનાણું. |
| ૧ શા. ત્રીકમ પરશોતમ. | ખોજેરા. |
| ૧ રાવળ. નારણજી હરીકરશન. | ,, |
| ૧ શા. પબા હરીભાઈ. | ,, |

૧ શા. મગન રાજપાળ. ,,
૧ ઠકર. નાંનજી મકન. ,,
૧ ઠકર. નરસી મકન. ,,
૧ ઠકર. હરગોવન જગજીવન. ,,
૧ બદ્રખીયા. પ્રેમચંદ લખમીચંદ. ,,
૧ ઠકર. દુલભ મનોર. ,,
૧ કંશારા ગીરધર પીતામર. ,,
૧ પંચોળી. પ્રેમશંકર નાનજી. ,,
૧ શા. વખતચંદ કાળીદાસ બાબરીયા. ,,
૧ ઠકર. ભગવાનદાસ કાળીદાસ. ,,
૧ ઠકર. પરમાનંદ ગોરધન. ,,
૧ શા. ડુંગરશી નારણ. ,,
૧ ઠકર. રણછોડ હીરજી. ,,
૧ ખોજા. વેલસી કાંનજી. ,,
૧ શા. હીમચંદ વલભ. ,,

શ્રી મુંબઈ બંદર.

૧ ઠકર. હરજીવન આણંદજી. દાવડા.
૧ ઠકર. દામોદર હરજીવન. દાવડા.
૧ ઠકર. લાલજી દીઆળ. વશાંણી.
૧ ઠકર. ભાણજી બાપુભાઈ શોઠા.

૧ કોળી. કાળા જીવા. ધાંજેરા.
૧ કોળી. રવા મંગા. ,,
૧ અતીત. નારણગર શાંમગર. ,,
૧ કોળણ. બાઈ ઝમકુ. ,,
૧ ઠકર તલકશી ત્રીભોવન. ,,
૧ ઠકર. ઓકા કલ્યાણ વઝાંણી. ,,
૧ શા. ત્રીભોવન દેવશી કોઠારી. ,,
૧ ઠકર હીરજી ગોપાળજી. ,,
૧ ઠકર. પરસોતમ ગોવંદજી. ,,
૧ પટેલ. રામજી ઝવેરભાઈ.
૧ શા. ખુશાલ માદેવ.
૧ ગાંધી. ત્રીભોવન કેશવજી.
૧ ઠકર. જાદવજી ઓધવજી.
૧ ઠકર. નાંનજી ગોપાળજી.
૧ શા. ચતુર છગન.
૧ ખોજા. અલીભાઈ
૧ શા. ત્રીભોવન ઙ
૧ ઠકર. વનમાળી
૧ શા. લધુ કુબેર
૧ શા. મોતીલાલ

| | | |
|---|---|---|
| ૧ શા. અમરતલાલ કુબેર. | ઘોઘેરા. | ૧ પરી. વીઠલ પર |
| ૧ ખોજા. ખુશાલ જશા. | ,, | ૧ મેતા. મોતી ગો |
| ૧ ખોજા. છગન અલીભાઈ. | ,, | ૧ મેરાઈ. ગોકળ ઝ |
| ૧ ઠકર. નારણ હરજી. | ,, | ૨ શા. વાડીલાલ અ |
| ૧ કુંભાર પીતામર બીજલ. | ,, | |



---

## ય લખેલા તમાંમ ઠેકાણેથી મળશે.

રમાં—મારી પાસેથી તથા મારા ભાઈ ત્રી- ...રામ પાસેથી અને બુકસેલર ઠકર. બાપુ નારણ વીગરે બુકસેલર ઠકર. ઈશ્વર જગજીવન તથા બુકસેલર ઠકર. નરોતમ જગજીવનની દુકાનેથી સરવે જાતનાં પુસ્તકો મળશે.

**ભાવનગરમાં**—પીરછલાની શેરીમાં મારા મીત્રવર્ય ઠકર. દુલભજી વી. લક્ષ્મણને ત્યાંથી મળશે.

**મુંબઇમાં**—કાજીમેહલામાં મસીત સાંમુ કોઠારી મગન આણંદજીની દુકાને ઠકર. નારણદાસ ખોડીદાસ પાસેથી મળશે.

**બરવાળામાં**—ઠકર. મોહનલાલ વનમાળી પાસેથી.

**ધરમપુરમાં**—ઠકર. હરી ભગવાન તથા ઠકર જીવરાજ માધવજીને ત્યાંથી મળશે.

લી. ઠકર. રામજી વશરામ શોનૈયા.
બંદર ધોળેરા શાકપીઠમાં.

